# અજલનો અખાડો.

— યાને —

# સરકસની સુંદરી.

## ૬૦૦૦ ફીટ. ૫ ભાગ.



— ભાગ ૧ લો —

## સરકસની સુંદરી અને શાહજાદાનાં છુપા લગન

કસરતને લગતા અતી દીલધડકાવનારા અને હેરતભર્યા પ્રયોગો રજુ કરતી અને સાથે સાથે એક ઉમદા અને બહુજ અસરકારક પ્લૉટ ધરાવતી આ ઘણીજ સરસ અને જોવાલાયક

### ફીલમોની ફીલમ

મધે મીસ એવેલીન નામની એક જવાન, ખુબસુરત એકટરેસ, કસરતને લગતી એવી તો એકએકી વખાણવા લાયક હેરતભરી હુન્નરમંદી રજુ કરે છે, અને જેમ કરતાં તેણી પોતાના જવાન જીવને કેવી રીતે જોખમમાં નાંખે છે તેના ...તીભર્યો દેખાવોથી ભરપુર ડ્રામા આ ફીલ-

અમાં નજરે પડે છે. સરકસની આ ફીલમની હુન્નરમંદી સાથ આ ફીલમ મધે એક એવો તો અસરકારક કીસ્સો ગુંઠી લેવામાં આવ્યોછે કે જે મધે ગરીબ બાપડી એવેલીનની કરૂણા રસીક કાહાણી ઓન થતી જોતી વખતે દરેક આંખ્યો ભીં-જાયલીજ રહેવાની ખાતરી રહે છે.

ફીલમની શરૂઆતમાં વુલ્ફસન સરકસ જોવાને ડયુક એલેકઝાન્ડર, પોતાના ગાદીવારસ ભત્રીજા જયોર્જ સાથે આવે છે; સરકસ શરૂ થાય છે, અને સરકસના માલીકની બેટી એવેલીન પોતાની હેરતભરી કસરતો રજુ કરે છે; બુઢ્ઢો ડયુક જયારે કસરતોથી ખુશ બની જાય છે ત્યારે

## પ્રીન્સ જયોર્જનું ધ્યાન આ છોકરીપર

ખેંચાય છે; અને સરકશ ખલાસ થવે તેઓ હુવે ઘોડા જોવા જાય છે, જયાં પણ આ પ્રીન્સની નજર અને એવેલીનની નજર એક થાય છે—અને આહાહા ! ખુબસુરત એવેલીનનાં જીગરમાં પહેલીજ નજરે આ પ્રીન્સ માટે મેહુબતની લાગણી પેદા થાય છે. બીજે દીને રીહરસલ બાદ એવેલીન ઘોડેસ્વાર થઇ ફરવા જાય છે જયાં અચાનક પ્રીન્સ જયોર્જ તેણીને રસ્તામાં મલી જાય છે; થોડાક દીવસ પસાર જાય છે; અને વુલ્ફસન સરકસ બીજે ગામ ઉપડી જાય છે; પગ રસ્તે ઉપડી જતા આ સરકસના જંગી સરઘસ

પર, પોતાના મહેલની બારીએથી, પ્રીન્સ જયોર્જનું ધ્યાન ખેંચાય છે; અને હવે બીમારીનો ખોટો ઘોંગ કરી, હવા ખાવા જવાની કાકાજી પાસે રજા લઈ તે પણ, સરકસ જે શેહેરમાં ગયો હતો, ત્યાં જવા ઉપડે છે—ત્યાં હવે આ

## શાહજાદો અને સરકસની સુંદરી.

સાથે મલે છે; બંને વચ્ચે પ્યાર વધ્યો જાય છે, અને ત્રણ મહીના બાદ આ બંને જણા છુપેથી પરણી એક થઈ 'મુન લાઈટ'માં ફરતાં જણાય છે; શાહજાદો જયોર્જ હવે "તારે ખાતર હું રાજપાટ છોડી દેવા બી તઈયાર છું" એમ એવેલીનને કહે છે; અને હવે આ બંને જણા કેઠે નીકલી જવાનો ઠેડાવ કરે છે; જે મુજબ એવેલીન હવે સરકસનો ખેલ ખલાસ થતાં પોતાના બાપપર છેલ્લી સલામનો કાગળ લખી, હું મારા ચાહતા જવાન સાથે જાઉં છું—એમ જણાવી ઘર છોડી જાય છે.

આહા! સંભાલ અય સુંદરી, તારાં સંકટોની આ શરૂઆત હતી.

પેલી તરફ—બાપને પેલું કાગલ મલે છે; અને એવેલીને પ્રીન્સ જયોર્જ સાથ હું પરણી હતી એમ લખેલું ન હોવે તે પેલી ચીઠીનો જુદોજ અર્થ ઉઠાવી પોતાની બેટીની આ તા... ગાલ સમજી દુઃખથી દબાઇ પડે છે.

## — ભાગ ૨ જો. —

## એવીલીનના બેટાનું મરણ! એક હુન્નરમંદ એકટરને શરમાવવા જેવી વાંદરાની એકટીંગ.

જે રીતે એવેલીન ઘર છોડી આવી હતી, તેજ મુજબ પ્રીન્સ જયોર્જ-પોતે જે હોટલમાં રહયો હતો તે છોડી જવાની તઇયારી કરે છે; મગર આહા! તેનાં ચાલી જવામાં ખલલ થાય છે; કીસમતની કંઇ ઓર કરામત—ઓર રંગત અત્રે મચી રહે છે.

ડયુક એલેકઝાન્ડરનો વડો વજીર આવી, બુઢ્ઢા ડયુકનાં મરણની ખબર આપતાં તે હવે ગાદીનો માલેક થયો હતો એમ જાહેર કરી, નવા રાજા તરીકેનું તેને નમન આપે છે; જયોર્જ હવે

" રાજપાટની મને કંઈ પરવાહ નથી "

એમજણાવે છે. વજીર હવે "રઈયત તમોને માંગે છે, નામદાર એમ જણાવી તેને રાજધાનીમાં આવવા કહે છે; જયોર્જ હવે ગમે તે થાય, રાજપાટ લેવા સાફ ના કહેછે; વજીર સાથે આવેલો તેનો શીક્ષક હવે તેને "રાજય તરફ તારી પેહલીજ ફરજ છે" એમ સમજાવે છે; જયોજ હવે રાજયધાનીમાં જઇ—રઇયત આગલ ખુલાસો કરી 'રાજપાટ

ત્યાગ કરવાનો ઠેડાવ કરી પેલાઓ સાથે જાય છે; જયારે જતી કીનારે વાટ જોતી ઉભેલી એવેલીન હવે જયોર્જ હજી સુધીક ન આવવે વેહમ ખાઇ જઇ ધસાંધસ રડવા માંડે. છે; અને આખરે ઘર તરફ પાછી ફરે છે.

એત્રે તેણીનો બાપ તેણીએ આબરૂ ગુમાવેલી જાણી, તેણીને ધીકકારી કાહડે છે–એવેલીન આજેજી કરવે તે હવે ગુસ્સાથી કહે છે "માફ કરૂં–તને હું માફ કરૂં મગર તેને આડે માર્ગે દોરાવનાર તે મુજી શયતાનનું મને નામ આપ કે તેની પર વેર લેઉં!" મગર એવેલીન આ બાબદમાં કસમથી બંધાયલી હોવે તેણી ના કહે છે; બાપ તેણીને હવે ઘરમાંથી હાંકી કાઢે છે.

અફસોસ ! પ્રીન્સ જયોર્જની આ હકદાર ધણીયાણી હવે પુર નાઉમેદથી નદીમાં પાણીનો આસરો શોધે છે, જયાંથી આપઘાત કરતી આ એવેલીનને કેટલાંક જીપસીઓ બચાવી લે છે; આ રીતે મોતમાંથી બચેલી એવેલીન હવે આ જીપેસીઓ સાથેજ જીંદગી ગુજારે છે; અને તાંના એક પાલેલા વાંદરા સાથ તેણી ઘણીજ પલોટાઇ જાય છે. અને એક

આદમી માસાલજ અકકલમંદી ધરાવતો આ વાંદરો.

તેણીના દુખી જીવને બહુજ રાહત આપનારો થઇ પડે થોડાક મહીનામાં તેણી એક બેટાનો જનમ આપે છે.

રાજ્ય છોડી દેવાનો વીચાર કરતો જ્યોર્જ એ અરસામા એવેલીનના આપઘાતને લગતી ખબર વાંચે છે; અને પોતાની આ વ્હાલી મોહરદારને ગુમાવવાનો ગમ તે ભુલી શકતો નથી; અને પોતાનાં આ દુખનો ઉભરો પોતાના શિક્ષક આગલ ખાલી કરતાં તે હવે પોતાનાં છુપાં લગનનો સઘળો ખુલાસો કરી દેય છે; થોડાક દીવસ બાદ વડો વજીર હવે, ધારા પ્રમાણે કોઈ શાહજાદી સાથ પરણવાનું જ્યોર્જને જણાવે છે; 'આખરે ચાલુ સમજાવટથી 'ડીપલોમસી' ફાવે છે, અને ત્રણ મહીના બાદ ગરીબ બાપડી એવેલીન, પ્રીનસેસ હેલન સાથ પ્રીન્સ જ્યોર્જના અદરાવાની ખબર વાંચે છે. આહા! અય વાંચક મેહેરબાન,

એવેલીનના જીગરમાં દુટેલા ચમટાનોચચરાટ

એવેલીન સીવાય બીજાં કોણને ખબર પડે! અફસોસ! આ કેવી ભુલભરી ખબરોથી ઘોંટાળો થઇ ગયો હતો!—પ્રીન્સ જ્યોર્જ જ્યારે એવેલીનને મરણ પામેલી ધારી અદરાયો હતો, ત્યારે એવલીન તેને બેવફા થયલો સમજતી હતી.

સરકસમાં નોકરી રહેલી એવેલીન—પ્રીન્સનાં અદરાવાની આ ખબર ઉપરાંત પોતાના બેટાની માંદગીથી બહુજ હેરાંન થાય છે; બચ્ચાંની બીમારી રોજ રોજ વધતી જાય છે અને આખરે બુચો મરણ પામે છે. અત્રે એવેલીનનાં દુઃખમાં દીલાસો દેતાં

## વાંદરાની એકટીંગ—એક હુન્નરમંદને શરમાવવા જેવી

રજુ થય છે; આ વાંદરોબી એક આદસી મીસ'લજ આ મોતપર વીલાપ કરે છે.

એવેલીન હવે સરકસ છોડી જાય છે; વાંદરોપણ સાથેજ જાય છે; ફરતી ફરતી તેણી પ્રીન્સ જયોર્જના શહેરમાં આવી પુગે છે; અને છેવટ માટે પોતાના વ્હાલાના દીદાર જોવા તેણી રાજ્યમહેલ તરફ જાય છે, જયાં તેણી પ્રીન્સ અને પ્રીન્સેસ હેલનને પોતાના બચ્ચાં સાથે ફરતાં જોય છે.

આહા! કટોરામાંથી પોતાના હકદાર ખાવીંદને જોતી એવેલીનનો તે વખતનો કકલાંટ શું હશે?—અફસોસ!! અફસોસ!!

## — ભાગ ૩ જો. —

## આ પ્રકરણમાં સીનેમા ફીલમ માટે ખાસ લીધેલો ચીમનીનો ટોંચ પરનો કુદકો નહીં મગર ખુદ પોતાનાં મોતનોજ કુદકો મારતી મીસ એવેલીન જણાય છે.

એવેલીનની પાછલ પાછલજ પેલો વાંદરો આવી લાગે છે; અને હવે એવેલીનનાં મરનાર બેટાનો ઘણોજ પરોસ પડેલો હોવે, મેહલમાંથી પ્રીનસ જયોર્જના બચ્ચાંનો રડવાનો અવાજ સાંભલી ભીંટપરથી ચહડી જાય છે; અને બુમ પાડતી 'મેડ'ને બાજુ નાખી તે પાળણાંમાંથી બચ્ચું ઉઠાવી જાય છે; સઘળાં હવે વાંદરાની પાછલ પડે છે; અને

પોતા પાછલ લોકને લાગેલું જોઈ આ હુસ્યાર વાંદરો સીધો એવેલીન પાસ ન જતાં જેમ ગમે તેમ નાહુસવા માંડે છે; અને એક ફેકટરીમાં દાખલ થઈ.

## બચ્ચાં સાથે ચીમનીપર ચહડી જાય છે.

પાછલ આવી પુગેલો પ્રીન્સ જયોર્જ તુરતજ ધુમાડો બંધ કરાવવાનો હુકમ આપે છે; બુંબાવાલાઓ પોતાની ઉંચી સોડીઓ સહીત આવી પુગે છે; મગર આહ! સોડી બીલકુલ ટુંકી પડે છે. વાંદરો ઉપર ચીમનની ટોંચપર ગોલ ફરતી પોહલી જગ્યાપર બચ્ચાને મુકી બાજુએ બેસે છે, અને ચીમનીની ટોંચપર ગોલ ફરતું આ બાલક કેવું મોટા જોખમમાં હતું તેનો વીચારજ દીલ ધડકવી નાખવા પુરતો છે.

આ અરસામાં એવેલીન ત્યાં આવી લાગે છે અને ડયુકનું બચ્ચું જાણી પોતાના વ્હાલાના દુઃખમાં નીરાંત કરવાનો ઠેડાવ કરી તેણી પોતે એકજ કસરતબાજ હતી એમ જાણાવી ઉપર જવાનું કહે છે; પ્રીન્સ જયોર્જ તેણીને સોડી ચહડતી જોય છે.

આહ! આ કોણ હતી? જીવતી જાગતી એવેલીન!

## એવેલીન જીવતી! યા પરવરદેગાર!!

એવેલીન હવે ચીમનીના ઇલેકત્રીક કંડકટરપરથી ઉપર ચહડે છે અને મોટી મુસીબતે તેણી ઉપર આવી રહે છે. આ માહભારત પ્રયોગ રજુ કરતાં તેણી પોતાની જીંદગી કેવા મોટા જોખમમાં નાખે છે. તેનો ખયાલ

આબાદ રીતે જોનારને આવે છે અને આ એકટરેશ શું હીં-મતથી આ મહાન પ્રયોગ બજાવતી હતી તે જોતાં ગમે તેવા

## નફ્ફકરાનું જીગર બી બંધાઇ જાય.

એવા દેખાવો અત્રે રજુ થાય છે. વાંદરો સામે થતાં તેને ચીમનીમાં ગબડાવી દઈ, બચ્ચાંને બચાવી તેણી હવે બચ્ચાંને દોરી બાંધી નીચે મોકલે છે અને ખુદ પોતે—નીચે તઈયાર પકડેલી જાલીમાં છેક ચીમનીની ટોંચપરથી કુદકો મારે છે.

ડયુક હવે તેણી સાથ એકલો પડે છે—અને "તું તો મરી ગયલી એવી ખબર મને મલી હતી!" એમ ખુલાસો કરે છે; અને હજી બી "રાજપાટ છોડવાની મરજી છે" એમ જણાવે છે એવેલીન તેને "રાજપાટ સંભાલ મને જવા દે" એમ કહી છેલ્લી એક નાઉમેદીની નજર પોતાના આ વ્હાલા ખાવીંદપર નાખી તેણી ત્યાંથી જતી રહે છે; અને નીરાસીની ખાહીમાં અવલ્યાં મારતી આ કમનસીબ છોકરી બાપીકા મકાન આગલ આવી પડે છે; તેણીનો બાપ જે લગભગ દીવાનો થઈ ગયો હતો, તેની સાથ

## બાપ બેટીનો દીલભેદક મેલાપ.

થાય છે; અને તેણી હવે પોતાના બાપીકા, પડી ભાગેલા સરકસને; નવે શરથી ખીલવી, પોતાનું ધ્યાન તેમાં રોકવાનો ઠેડાવ કરે છે.

## ભાગ ૪ થો.

એવેલીનની કરૂણારસીક કાંહણી!—પેનટોમાઈમ મારફતે; સરકસમાં તેના દેખાવ!!

વુલફ્સન સરકસ હવે નવા દમામ અને નવી રંગતથી પાછો પોતાનો અસલ બાહુર દેખાડે છે—એવેલીન આગ કરનાર છે એવાં 'પોસટર' લગાડવાંમાં આવે છે–અને પ્રીન્સ જયોર્જ પોતાની પ્રીનસેસ હેલન સાથે સરકસ જોવા આવે છે—અને એવેલીનને જોતાં, પોતાની આ વ્હાલી ધણીયાંણીને ખોહુવા બાએની પ્રીનસની નારાસી સમાતી નથી

સરકસના વીસામાના વખતે પ્રીનસ હવે પોતાના જુદ્ધા શીક્ષક સાથે—છેવટની એક યાદગારી તરીકે

"મારા ખોહવાચલા પ્યારને ભેટ"

સાથના વખાણુની એક લોકેટ મોકલે છે. એવેલીન પોતાનો જીગરનો ઘા તાજો થવાની ફર્યાદ કરી ધસાંધસ રડી પડે છે. વીસામાં બાદ પેનટોમાઈમનો ખેલ કરવામાં આવે છે, જેમાં એવેલીન પોતાની જીંદગીના પહેલેથી છેલ્લે સુધીનો બનાવ રજુ કરે છે.—

જાણે કે એક ઉમરાવ જંગલમાં ફરવા આવેલો–થાકીને ત્યાં સુઇ જાય છે–જ્યાં તે સ્વપ્નામાં પોતાની આજુબાજુ પરીઓને નાચતાં જોય છે—વડી પરી તેનીપર આશક પડે છે; મગર તેટલાં પાતાળના પલીદો આવી લાગે છે; અને સઘલી પરીઓ નાહ્સભાગમાં પડે છે; પેલો ઉમરાવ ઉંઘમાંથી ઉઠી ચાલી જાય છે.

પેનટોમાઈમના બીજા દેખાવમાં–પાતલનાં જંગલમાં પરીઓ નાચતી જણાય છે. વડી પરી પેલા ઉમરાવપર આસક હોવે તેણી રાજા પાસે ખાકી દુનયાંપર જવાની રજા માગે છે—ભીખારીના વેશમાં ત્યાં જઈ પેલા ઉમરાવને

પ્યાર જીતવાનું પેલીને રાજો કહે છે; અને તેનો પ્યાર જીતે તોજ આવવા જણાવે છે.

પેનટોમાઈમના ત્રીજા ભાગમાં—પેલી પરી જાણે કે હવે દુનયાંમાં આવી ગઈ છે—સઘલાં આ ભીખારીને ધીક્કારતાં જણાય છે; અને તેણી જીપસીઓના હાથમાં સપડાય છે—જયાંથી પેલો ઉમરાવ તેણીને વેચાતી લેય છે. ચોથા ભાગમાં ઉમરાવનાં લગન અને નાચના દેખાવો જણાય છે; ત બીજી સાથ પરણી જાય છે—પેલી બાપડી રહી જાય છે.

એ રીતે એવેલીન પોતાની કાંહણી બીજા' રૂપમાં રજુ કરે છે.

હવે—પેનટોમાઇય ચાલે તે અરસામાં એવેલીનને પરદાની ફાટમાંથી પ્રીનસ તરફ જોઇ અફસોસ કરતો તેણીનો બાપ જોય છે; તેણીને બગાડનાર કોણ હતો તે શોધી કહાડવાનો પુર ઠેડાવ કરનારો વુલફસન હવે એવેલીનની ટેબલપર પડેલી પોકીટ ઉંઘાડી અંદરથી

## પ્રીન્સની લોકેટ અને એક કાગળ.

કહાડે છે. " આહા બદમાશ, તું રાજા હો કે શેહન શાહ હો—મગર મારા કીનાની આગ તારાં મોત વગર બુજનાર નથી એમ દાંત્યા પીસીને આ બુઢધો બબડે છે—અને કીનો લેવાનો ઠેરાવ કરે છે.

### ભાગ ૫ મો.

વુલફસનની કીનો લેવાની ભયંકર યોજના ! પ્રીન્સ જયોર્જને બદલે ખુદ એવેલીન ગોલીથી ઘાયલ ! પ્રીન્સેસનું

મોલ અને પ્રીનસ તથા એવેલીનનું સુખી છેવટ !

પેનટોમાઇમના પાંચમા ભાગમાં હુવે—જાણે પેલી પરી. પેલા ઉમરાવનો પ્યાર જીતવામાં નીશફલ ગયલી હોવે સઘલા પાતાલના ભુતો તેણીને લેવા આવે છે તેણી જવા ના કહે છે—અને

## પાણીની દેવીની મદદથી

તેની સઘલા ભુતોને જાણે ધોઇ નાખે છે—જેના દેખાવ વખતે અત્રે આ સરકસની રીંગ પાણીથી ભરાઇ જાય છે. પેનટોમાઈમના છઠા દેખાવમાં આ છુટેલાં પાણીથી આખાં શહેરમાં રેલ આવેલી જણાય છે. સાતમાં બનાવમાં પાણી ની દેવીને આપણી એવેલીન છેલ્લી સલામ કરતી માલમ પડે છે, જયારે આઠમાં હફતામાં લોક નાસતું જણાય છે ભુતો પાછળ પડે છે; અને પેલી પરી—પોતાના વહાલા ઉમરાવ અને તેની બઈરાને ભુતોના હાથમાંથી બચાવી લેતા જણાય છે,

## જેમ એવેલીને પ્રીન્સનાં બચ્ચાંને બચાવ્યું હતું

તેણી પોતે હવે પોતાના બચાવમાં તારાઓની મદદ માગે છે; જેથી તારો નીચે ઉતરે છે જેની ઉપર તેણી ઉંચકાઈ જાય છે, અતરે પેનટોમાઇમના આ દેખાવ ઘણા જ જોવા જેવા રજુ થાય છે. સઘલાં લોક નાહુસવા બાદ પુલ હવે ટુટી જાવ છે અને સઘલા દુશમનો નાશ પામે છે—પેલી હવે તારાપરથી પાછો નીચે ઉતરે છે.—

**પણ સબર, પેનટોમાઈમ ચાલતો હતો, તેટલાંમાં વચ માંથી શું બનાવો બનતા હતા તે આપણે જોઇએ**

એવેલીનનો બાપ વુલફસન પોતાનો કીનો લેવા

અતી ઘણી ભયંક્રર યોજના હવે રચે છે–અને એ પોતાની યોજના અમલમાં મુકવાને ખાતર સરકસના મકાનને મથાળે ઉપર "ડામપર" આવે છે અને એવેલીન જયારે તારાની મદદ માગે છે. અને તારા ખરે છે–તે તારા ખરવાને લગતી મસીન ગનનું મોહડું જે ઉચુ હતુ તે ફેરવી નાખી આબાદ પ્રાન્સ જયોર્જ તરફ ગોઠવે છે અને–સગલા ખરતા તારાઓની ગોલીઓ ગોથવાયલી હતી તેમાંથી

## ખરતા તારાની બે ગોલી કાહડી—બે ખરી બંદુકની ગોલી.

અંદર મુકી દેય છે આ ગોલી એવી રીતે છે ગોથવે છે કે આબાદ બંને—અને બંને નહી તો બેમાંની એકાદ બી પ્રીન્સ જયોર્જને લાગે, અને એ રીતે પોતાનું વેર તેવાલી શકે.

ઉપર જણાવવા મુજબ પેનટોમાઇમ આગળ વધતો જાય છે; અને હવે તે ભાગ આવે છે કેજયાં–પરીનો પાર્ટ કરતી એવેલીન તારાઓની મદદ માગે છે; તારા હવે ધડાધડ કુટવા માડે છે–અને એવેલીન તારાપર ઉપર જાય છે; હવે પેલી ખરી ગોલીઓ પુટવાનો વખત આવા લાગે છે–અને વુલફસન પરદામાંથી ખુશાલીભરી આંખે શઘલો બનાવ જોય છે; પણ સબર–એ એકદમ આ બુધ્ધાને તાણુ કેમ થઇ આવી હતી? આહાહા! બંદુકની ગોલી તો પ્રીન્ચ જયોર્જને આબાદ લાગે તેમ હતું–મગર ઉપરથી પાછી

## ઉતરતા એવેલીન પ્રીન્સની આડે આવવે ખરી ગોલી તે બાપડીને લાગે છે

અને તેણી જખમી થઇ નીચે ટુટી પડે છે; જયારે બીજી

ગોલી ઇલેક્ટ્રીક તારને લાગવે તાર સલગી ઉઠે છે; અને જો. તજોતમાં આખુ થીએટર આગના ભયંકર ભભુકાઓ વચ્ચે વીંટલાઇ પડે છે; પ્રીન્સ જયોર્જ, ગભરાઈ ગયલી પ્રીનસેસ હેલનને મેહુલમાં મોકલી દઇ એવેલીન આગલ દોડી જાય છે, તે હુવે ડોકટરને, તેણી બચશે કે એમ પુછે—અને હા–બચશે એમ જાણુા ખુશી થઈ તે હુવે તેણી સાથ એકલો પડવા માગે છે, અત્રે

## આ બંને વ્હાલાંઓનો દીલ ભેદક મેલાપ થાય છે.

અને એવેલીન કહે છે "જો હું મરી જાઉં તો મને મારા દીકરાની કબર આગલ દાટવી" થીએટર ધમધોકા બલતી રહે છે; સઘળા અંદરથી બાહેર નીકલી જાય છે; જયારે બુઢ્ઢો વુલ્ફ્સન બાપડો અંદર ગુંગલાઈ મરણુ પામે છે.

પ્રીન્સ જયોર્જ મહેલમાં જવે તેને ત્યાં પ્રીન્સેસ હેલન હાર્ટ બંધ પડી જવે મરણુ પામી હતી એવી ખબર મલે છે–બસ ખલાસ! હવે

## પ્રીન્સ જયોજને પોતાની એવેલીન આગલ જતાં.

કોણુ અટકાવનાર હતું?–તે પોતાનાં બચ્ચાંને લઈ રાજપાટ છોડી ચાલી જાય છે–અને ત્રણુ મહીના બાદ પ્રીનસ પોતાની પહેલી મોહરદાર એવેલીનને મલે છે-અને આખરે

## સરકસની આ સુંદરી સુખી થાય

---


સને ૧૯૧૭

શા. ખૂબચંદ અમીચંદના 'ધી સુરત "જૈન" એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરમેરામ વ્યાસે છાપ્યું ઠે, ખપાટીઆ ચકલા—સુરત.

પ્રસીદ્ધ કરનાર— હુસેન ઇબ્રાહીમ અસ્કરી.

મ[illegible]—"ક્વીન વિક્ટોરીઆ સીનેમા.

[illegible] કરવાનાં ઠે. ટાવર નજી[illegible] [illegible] પાસે—સુરત.